## બાલ ગ્રન્થાવલિનાં પુસ્તકો

| નામ | બાઇ. | છુટક |
| --- | --- | --- |
| સુંદર વાતો | ૦—૪—૦ | ૦—૬—૦ |
| દેવકથાઓ | ૦—૪—૦ | ૦—૬—૦ |
| ભેરૂ | ૦—૬—૬ | ૦—૮—૦ |
| પડઘા | ૦—૩—૬ | ૦—૫—૦ |
| શકુંતલા | ૦—૩—૦ | ૦—૫—૦ |

ગુજરાત સાહિત્ય મંદિર

## છપાતાં પુસ્તકો

બાળ રામાયણ
પીંપળપાન
કેસરીયાં
અલીબાબા
અર્જુન
આ શું ?
જૌહર
રસકથા ભા. ૧
રૂપકથા ભા. ૧
જાતક કથાઓ
પાર્વતી
કાદંબરી

બાલ ગ્રન્થાવલિ પુસ્તક : ૪

# પડઘા

[ બાળ નાટકો ]

ધૂમકેતુ



પ્રકાશક :
ગૂજરાત સાહિત્ય મંદિર
અમદાવાદ

મૂલ્ય :

| | | |
|---|---|---|
| સંવત | બાઇ. આ. ૦—૩—૬ | આવૃત્તિ |
| ૧૯૮૪ | છુટક ... ૦—૫—૦ | પ્હેલી |

## નાટકો




મુદ્રણસ્થાન : 'વસંત મુદ્રણાલય'
મુદ્રકઃ ચિમનલાલ ઈશ્વરલાલ મ્હેતા
ઘીકાંટારોડ ∴ અમદાવાદ

# પ્રસ્તાવના

આપણે ત્યાં વિદ્યાર્થીઓ મેળાવડામાં કે આનંદ પ્રસંગે ભજવી શકે તેવાં નાટકો બહુ જ થોડાં છે. કદાચ તે તરફ આપણું લક્ષ પણ છેક છેલ્લા કાળમાં ગયું કહી શકાય: આ નાટકસંગ્રહની પ્રસિદ્ધિનું એ એક મહત્ત્વનું કારણ છે. આમાંના બે નાટક તો બીજે પ્રસિદ્ધ થઇ ચૂકેલાં તે જ છે, પરંતુ આ પુસ્તક, ગૂજરાત સાહિત્ય મંદિરની, બાલસાહિત્યની યોજનામાં પ્રગટ થાય છે, એટલે કદ વધવાના ભયથી, એમાં બીજાં અપ્રસિદ્ધ નાટકો મૂકી શકાયાં નથી. પોતાની બાલસાહિત્યની યોજનામાં આ પુસ્તકને ગુંથી દેવા માટે ગૂજરાત સાહિત્ય મંદિરનું ઋણ સ્વીકારતાં આનંદ થાય છે.

સારંગી કે દિલરુબા બસુરી બોલે છે, ત્યારે જે તાર બસુર હોય છે, તેને બીજાથી છૂટો પાડી, સ્વરની ભિન્નતા પર સંગીતશાસ્ત્રી ધ્યાન આપે છે. બધા સ્વરોની સાથે તેનો મેળ મળી જાય ત્યારે જ રમ્ય સ્વરો ખડા થાય છે. સમાજમાં પણ એક અખંડ અને અનાહત 'સંગીત' જમાવવું હોય, તો છૂટા છૂટા સ્વરોનો વિસંવાદ શોધી કાઢી, એમના પડઘા ઝીલી ઝીલીને, પ્રથમ તો એ બધાંનો મેળ રચવો પડશે. ત્યારે જ સ્વરો ભિન્ન ભિન્ન છતાં પણ કેવા સંવાદી રહી શકે છે, અને તેમાંથી કેટલું સુંદર અખંડ સંગીત–જીવન પ્રવાહ જેવું–નિરંતર વહ્યા કરે છે તે સમજાઈ જશે. જે માન્યતાઓ સમાજમાં પ્રચલિત હોય છે, તે ઘણી વખત તો, ઘણા સમય થયાં, જુઠ્ઠા પડી ગઈ હોય છે: પરંતુ સુકાઈ ગયેલી ડાંખળી જેમ લીલા ઝાડને કાંઇ મદદ રૂપ

નથી થતી, છતાં ચોટી તો રહે જ છે, તેમ જ આ માન્યતાઓ વંશપરંપરા-એક પ્રજા પછી બીજી પ્રજાને ચોટતી આવે છે, પરિણામ એવું આવે છે કે આખી પ્રજાની પ્રજા ખોટું જીવન જીવવાને ટેવાઈ જાય છે. પછી તો બંધાણીને જેમ અફીણ સદી જાય છે, તેમ પ્રજાને પણ આ જડતા એવી સદી જાય છે કે, તેમાં પ્રાણહારક તત્ત્વ છે એમ કોઇને ખબર પડતી નથી.

વારસામાં જૂની માન્યતાઓ મળે છે એટલું જ બસ નથી. નવી માન્યતાઓ પણ ઘણી વખત જૂની માન્યતાઓ કરતાં વધારે ભયંકર હોય છે-છતાં પ્રજા શરીરને ચોટી રહે છે. એ વિવેક પણ જીવવા ઇચ્છતી પ્રજાને કરવો જ પડે છે. અનેક વિસંવાદી સ્વરોમાંથી આ સંગ્રહમાં તો બે ત્રણ સ્વરો જ રજુ થઈ શક્યા છે. પણ આ પ્રયત્નના પરિણામ પરથી બીજાં ભજવી શકાય તેવાં નાટકો-આપણા તરુણવર્ગ માટે તેમજ સ્ત્રીવર્ગ માટે-રચવાનો વિચાર છે.

ખાનપુર :
અમદાવાદ.
તા.-૪-૯-૨૮

ધૂ મ કે તુ



A whole generalion Can be "insincere" or "affected" whole generations have often been very "insincere" and "affected" indeed

# ગામડાંની ધૂળમાં ઢંકાએલાં

પાત્રો

| | | |
|---|---|---|
| હરદેવરામ | : | પોલીસપટેલ |
| કનૈયો | : | પટાવાળો |
| રઘુ | : | અકાલી |
| દામુ | : | નગીનદાસ |
| ભીખુ | : | વગેરે. |



૧

[ હરદેવરામ માસ્તર પોતાના છોકરાને સંભાળીને બેઠા છે. સવારનો મધુર તાપ શિયાળાની ઠંડીમાં વધારે મધુર લાગે છે. થોડેક છેટે ઉગતા સૂર્યના કિરણોથી ટાઢ ઉડાડતાં કુરકુરિયાં બેઠાં છે. પાસે એક લીમડાના ઝાડ પર કાગડો ' કા કા ' કરે છે ને ઝાડની ડાળે બાંધેલા પાણીના કુંડામાંથી મફતનું પાણી ઢોળે છે. દૂર, માટીના ઉખડેલા ઓટલા પર; પોરબંદરી સીમેંટના બે કોથળા પાથરીને જુના જમાનાનો બ્રાહ્મણ ને નવા જમાનાનો

હજામ એ બેઠા છે. બ્રાહ્મણની હજામત કરવા વાળંદ વાળને પાણીથી ભીંજવે છે. પાસે એક કુતરૂં જીભ કાઢીને ઉભું છે. એક પાડરડું આંટા મારે છે ને થોડાંક છોકરાં ફરે છે.

હરદેવરામ પોતાની પાસે બેઠેલા નાના છોકરાને નિહાળે છેઃ જુની ઢબનું કેડિયું, ઝીકસતારાની લાલ ભોંયવાળી ટોપી ને નેનકલાકની ચોરણી પહેરીને તેની પાસે છસાત વર્ષનો છોકરો બેઠો છે. તેણે હાથમાં પાટી ને ધોળી પેન જેને એ 'ધી પેન' કહે છે તે રાખ્યાં છે. ]

હરદેવરામઃ

ક્યાં સુધી શીખ્યો, કૃષ્ણ—કનૈયા ?

કનૈયોઃ

( બાપ સામે જોઇને હસે છે. ) જુઓ, હું કરી દઉં. ( પાટીમાં લીટા કાઢે છે. ) જુઓ, જુઓ, મેં આ શું કરી દીધું ?

હરદેવરામઃ

ભાઇ ! એ તો લીટા, હો. એમ નહિ કરવાના.

કનૈયોઃ

(જરાક વધારે મોટેથી ) પણ, આ લીટો છે ? શું આ લીટો છે ? જુઓ તો કેવો સીધો છે ? જુઓ, આ—આ— (પેનથી બતાવે છે.)



હરદેવરામઃ

હા. એ સીધો લીટો છે.

કનૈયોઃ

પણ સીધો છે નાં? કાંઇ લીટો છે? સીધો છે નાં?

હરદેવરામઃ

(પ્રેમથી) તમે એ કયાં શીખ્યા?

કનૈયોઃ

(ગર્વથી માથું એક તરફ નમતું જાય છે ને વાત કરતો જાય છે.)

અમે નાં, કાકા, અમારા ના, મામા છે ના, એને ગામ ગયા'તા હો? ગામ જ ગયા'તા હો? ત્યાં એક વડ છે. વડ છે હો, વડ તમે જોયો છે ના? વડ હો? પછી એક નદી છે, નદી. પણ એમાં તો, તમે શું, હું ય ડુબી જાઉં એટલું પાણી છે, હો? પછી ના, નદીને કાંઠે બગલાં બેસે છે. તમે જોયાં છે? ધોળાં હો. ધોળાં, ધોળાં, ધોળાં કેવાં? ધોળાં. બસ, ધોળાં જ હો? કેવાં? કેવાં? એ....કહું?—ચાંદા જેવાં (અકસ્માત આભમાં જુએ છે.) જુઓ. (ચાંદાને દેખાડવા આંગળી ઉંચે કરે છે, પણ ચાંદો ત્યાં નથી.) આ ચાંદા જેવાં હો? પછી એક બગલું ઉડયું. જુઓ, એ....આમ. (પાટીમાં નીચેથી ઉપર જતો સીધો લીટો દોરે છે. હરદેવરામ તે જોયા કરે છે.)

હરદેવરામઃ

(મનમાં) લીટો તદ્દન સીધો છે! (મોટેથી) પણ, ભાઈ, હવે લીટા છોડો, ચાલો લખો, 'મા!'

કનૈયો:

(વ્યાકુળતાથી આસપાસ જુએ છે.) મા ?

હરદેવરામ:

(મોટેથી) હાસ્તો; લખો, 'મા.'

કનૈયો:

(ધીરજથી) જો જો હો, લખું છું. (એક ઉભો ને એક આડો લીટો કાઢે છે. આડા લીટા નીચે બે ટપકાં મૂકે છે. ટપકાં વચ્ચે આવી જાય તેમ એક ગોળ કાઢે છે.) જુઓ, આ મેં લખ્યું !

હરદેવરામ:

અરે ભલા, આ શું લખ્યું? આ તો લીટા છે. 'મા' ક્યાં છે?

કનૈયો:

(વ્યાકુળતાથી) મા ?—મા તો તમે કહ્યું નથી, કે વાદળાંમાં ગઈ છે ? (ઉંચે આકાશમાં જુએ છે. ભુખરા રંગના આકાશમાં ઉડ્યા જતા કાગડા સિવાય બીજું કાંઇ નથી.) જુઓ, દેવભાઇ–કાકા, આ વાદળમાં. કાં ? એ વાદળ કેવું મજાનું લાગે છે ! કાકા, મા શું ત્યાં હશે ?

હરદેવરામ:

(નરમ પડી જઇને મનમાં) નાનાં છોકરાં અને એમનાં કુમળાં અંતઃકરણ ! એને એની મરી ગએલી મા સાંભરી ! ....(મોટેથી) કૃષ્ણા, બેટા, પછી એકડો નહિ આવડે હો. લખો એકડો. આ શું કર્યું છે ? એકડો લખો.

કનૈયો:

(હસે છે) પણ આ મા તો તમે જોઈ લ્યો. જુઓ કેવી સરસ છે! (ટપકાં પર પેન મુકે છે.) આ શું છે, તમને ખબર છે?

હરદેવરામ:

(વહાલથી) ના.

કનૈયો:

(ગર્વથી) ત્યારે જુઓ; એ આંખો હરદેવરામની આંખોને આંગળી અડાડે છે.) જુઓને, આ, માની આંખો હો? બહુ સરસ છે, કાં?

હરદેવરામ:

(પ્રેમથી) અને આ બે લીટા?

કનૈયો:

એ માના હાથ, બીજું શું? આ ગોળ માથું! કેમ, હવે મા બની ગઈ નાં?

હરદેવરામ:

ઠીક ચાલો, એ જવા દો. હવે લખો, 'બા'

કનૈયો:

(ખડખડાટ હસે છે.) લ્યો લ્યો, ભુલી ગયા ને? એ કાકા, મા ઇ જ બા.

હરદેવરામ:

લખો તો ખરા. 'મા' લખો, 'બા' લખો; લખો, ચાલો લખો.

કનૈયો:

પણ શું લખું ? જુઓને આ લખ્યું. આ 'મા' જુઓ આ 'બા' (પેનથી પેલા લીટા બતાવ્યે રાખે છે.)

હરદેવરામ:

ત્યારે તમે નહિ લખો ? તો હું હજામત કરાવી લઉં ?

કનૈયો:

(આનંદથી) હા, હો કાકા ! તમે હજામત કરાવશો નાં, ત્યાં હું 'મા' લખીશ; 'બા' લખીશ.

[ હરદેવરામ હજામત કરાવે છે. કનૈયો આડાઅવળા લીટા દોરી, ' જુઓ આ બા' ' જુઓ આ મા ' ' જુઓ આ બાના કાન' ને એવું એવું પોતાની માન્યતા પ્રમાણે લખ્યે જાય છે ! હરદેવરામ હજામત કરાવી ઉઠે છે. સામેના એક ધુળિયા મકાનમાં કેટલાંક છોકરાં હો હા કરતાં ભેગાં થાય છે ને દેવમંદિરમાં હોય તેવી ઝાલર વગાડવા માંડે છે. કનૈયો જવા માટે તૈયાર છે; એટલામાં હરદેવરામની નજર પડે છે.]

હરદેવરામ:

(હેતથી) લાવો, શું લખ્યું કનૈયાલાલ ?

કનૈયો:

શું ? જુઓ શું શું લખી નાખ્યું ! મા લખી, બા લખી, બાના કાન લખ્યા; જુઓ શું શું લખી નાખ્યું, કાકા !

હરદેવરામ:

એ લખ્યું ન કહેવાય; એ તો ચીતર્યું કહેવાય.

કનૈયો:

(કાંઇક સંભારતો હોય તેમ) ચીતર્યું ?—ચીતર્યું ?—એ.... એ....કહું ?

હરદેવરામ:

શું ?

કનૈયો:

આ ચીતરતી તેમ ? ફુલ ને પોપટ ને એવું એવું ?

હરદેવરામ:

હા. આ તો તમે ચીતર્યું છે. લખ્યું નથી. (વધારે હેતથી માથામાં ટાપલી મારીને) તમે ચિતારા છો, કનૈયાલાલ ?

કનૈયો:

(ઉભો ઉભો હસે છે) હા, હા....કાકા ! હું તો ચિતારો, હું ચિતારો. જુઓ ચીતરૂં.

[થોડી વારમાં આડાઅવળા લીટા કરીને ઝાડ જેવો આકાર તૈયાર કરે છે.]

કનૈયો:

આ શું કર્યું. જુઓ.

હરદેવરામ:

(પાટી લઇને જુએ છે.) ઝાડ બનાવ્યું છે ?

કનૈયો:

(હસે છે.) હા. અને આ શું ? જુઓ, આ. (પેનથી ઝાડની એકાદ ડાંખળી પર પંખી જેવું બેસાડ્યું છે તે બતાવે છે.)

હરદેવરામ:

એ શું હશે?

કનૈયો:

નથી ઓળખતા?—જુઓ, પણે શું છે? (સામેનું ઝાડ બતાવે છે.)

હરદેવરામ:

પોપટ.

કનૈયો:

ત્યારે? આ પોપટને ડાળીએ બેસાડયો છે. જુઓને પેલા ઝાડ પર બેઠો. (આંગળી વતી સામેનું ઝાડ ને તેના પર બેઠેલો પોપટ દેખાડે છે.)

હરદેવરામ:

(મનમાં) આ....હા! હું વૃદ્ધ માણુસ ભવિષ્યના કોઇ ચિત્રકાર પાસે ઉભો છું, (તે મુંઝાય છે; માથું ખંજવાળે છે. હું ગામડાનો શિક્ષક. પરિસ્થિતિ, પૈસા, સ્થળ, અરેરે બધાં જ મારા વિરુદ્ધ છે. અને...) [આમતેમ આંટા મારે છે.]

કનૈયો:

(તેનું ધોતિયું પકડીને) કાકા! ચાલોને, જુઓ ત્રણ ડંકા થયા. આપણે મોડા થશું, હો.

હરદેવરામ:

(સાંભળતો ન હોય તેમ આંટા મારે છે.) અને....મારી આ નાની સરખી નિશાળમાં, દેશનું કેટલું ધન ભર્યું હશે

તેમાં અદ્દભુત ચિત્રકારો, ભવ્ય શિલ્પીઓ, સાહસિક મુસાફરો, અઠંગ ઉઠાઉગીરો, શૂરવીરો, કવિઓ, રાષ્ટ્રવિધાયકો.... અરે, શું શું નહિ હોય? અને આ બધાંનો ઘડનારો હું એકલો!....

કનૈયો:

(ધોતિયું ખેંચે છે.) કાકા ચાલોને; મોડું થાય છે;

હરદેવરામ:

હા ભાઈ હા, ચાલો.

[બંને જાય છે.]

૨

[ છોકરાંઓ ગોળ કુંડાળું વળીને ઉભાં છે. બે છોકરા ઇશ્વર-સ્તુતિ ગવડાવે છે. બીજા ઝીલે છે. ]

'અરજ સુણો અવિનાશી, અમારી,
અરજ સુણો અવિનાશી.'

[ હરદેવરામ માસ્તર પ્રવેશ કરે છે. બધાં છોકરાં ટટ્ટાર ઉભાં રહી બરાબર ગાવા માંડે છે. ]

હરદેવરામ:

(ચારે તરફ નજર ફેરવે છે. એક છોકરા ઉપર નજર ઠેરવે છે.) રઘુ! અલ્યા રઘુ!



[ રઘુ હાથ જોડીને આગળ આવે છે.]

હરદેવરામ:

રઘુ! તું ગાઈ જાણે છે?

[ રઘુ ઉભો ઉભો હસે છે.]

હરદેવરામ:

અલ્યા, બોલ તો ખરો! તું ગાવાનું શરૂ કર.

[ સ્તુતિ કરનારાઓને બંધ રાખવા હાથથી સૂચના કરે છે. માસ્તરના આવા વર્તનથી સૌ આશ્ચર્ય પામીને ઉભા રહે છે. રઘુ શરમાય છે ને હસે છે. ]

હરદેવરામ:

તું બાવો છો કે?

રઘુ:

જી હા; અતીત.

હરદેવરામ:

તારી માને ગાતાં આવડે છે?

રઘુ:

જી હા; તુળશીકૃત રામાયણ વાંચે છે.

હરદેવરામ:

ત્યારે એ જ ગા.

રઘુ:

(મધુર કંઠથી ઉપાડે છે:)

રઘુકુલ રીતિ સદા ચલી આઈ,
પ્રાન જાય અરુ બચન ન જાઈ.

હરદેવરામ:

(મનમાં) આ....હા....હા! હવે? આ છોકરો આવતા યુગનો ગવૈયો છે! એને....અરે, એને કોણ જીવનનું રહસ્ય સમજાવે? (રઘુ પર હેતથી હાથ મુકીને મોટેથી) ભાઈ! તું ગાતાં શીખીશ?

રઘુ:

(હસે છે.) જી હા.

હરદેવરામ:

કયારે?

રઘુ:

જી, આવતા અઠવાડિયામાં તો પરીક્ષા છે નાં?

હરદેવરામ:

(ઉતાવળથી) હા, હા. એ તો હું ભુલી ગયો. અલ્યા દામુ! એ પત્થર પર લીટા કેમ કરે છે?

બીજાં છોકરાં:

(એકી સાથે બોલી ઉઠે છે.) જી સાહેબ! એ તો એક લીલા પત્થરમાં કાણાં પાડે છે.

હરદેવરામઃ

અહીં લાવ તો, દામુ! અહીં આવ.

દામુઃ

(ધ્રુજતો ધ્રુજતો પાસે આવે છે.) જી, આંહી નથી પાડતો. ઘેર પાડયાં છે.

હરદેવરામઃ

(માયાથી) એમ ?

[ દામુ આશ્ચર્યથી માસ્તર સામે જોઈ રહે છે ને પાછળ હાથ રાખીને ઈશારત કરી છોકરાંને હસાવે છે.]

હરદેવરામઃ

આ શું કર્યું છે ?

દામુઃ

જી, મારા બાપા એક જાળી કોતરતા હતા ત્યારે મેં જોઇ'તી. એ જોઇજોઇને હું કરતો'તો.

હરદેવરામઃ

(મનમાં) શિલ્પી !....ગવૈયો, ચિત્રકાર. શિલ્પી, અને.... (ચારે તરફ નજર ફેરવે છે.)

હરદેવરામઃ

અલ્યા ભીખુ, તું મોટો થઇને શું કરીશ ?

[ભીખુ ઉભો ઉભો હસે છે; બીજા બેત્રણ છોકરા 'બોલને બોલને' કરે છે,]

હરદેવરામઃ

વેપાર કરીશ ?

ભીખુઃ

જી ના, મારા બાપની જેમ વહાણ હાંકીશ.:

હરદેવરામઃ

તારો બાપ શું કરે છે?

ભીખુઃ

જી, પોરબંદરમાં વહાણ ઉપર છે.

બેત્રણ છોકરાઃ

સા'બ! ભીખુને તરતાં બહુ સરસ આવડે છે. ડુબકી દા'માં તો એને કોઈ પોંચતું નથી, સા'બ! ખાખરી કુવા-માંથી પૈસો કાઢી લાવ્યો'તો, સા'બ!—અને સા'બ....

હરદેવરામઃ

બસ, ચાલો હવે.

[બધાં છોકરાં હાથ જોડીને પગે લાગતાં લાગતાં નિશાળમાં પ્રવેશ કરે છે. હરદેવરામ માસ્તર બહાર આંટા મારે છે.

હરદેવરામઃ

(મનમાં) મંગલ ને કલ્યાણ સ્વરુપ ભાવિ પ્રજાજનો! તમને હું—એક પંતુજી—જેને પ્રજા હલકામાં હલકા પટા-વાળાથી પણ હલકો માને છે, છોકરાનું ગુમડું સાજું કર-નાર' ડૉકટર કરતાં પણ જેને માટે માબાપને મન વધારે ભાવ નથી, જેને સમાજમાં કયાંયે સ્થાન નથી, ભંગીની જેમ જેના પડછાયામાં કોઇ ચાલતું નથી, પશુ જેમ જેને સૌ તરછોડે છે—(આંખમાં આંસુ આવે છે તે લુછે છે) અરે, એવો નિર્માલ્ય હું પંતુજી—ઓ! ભાવિ પ્રજાજનો! તમારા માટે હું શું કરી શકું?

[ઓરડામાં પેસીને ખુરશી પર બેસી જાય છે.]

૩

[બુટ, પીળો હાફકોટ, નેતરની સોટી ને પાછળ લાંબા લટકતા છોગાવાળો સાફો બાંધેલો પોલીસ પટેલ પ્રવેશ કરે છે.]

પોલીસ પટેલ :

ક્યાં છે ? એ માસ્તર ક્યાં છે

[હરદેવરામ ખુરશી પર ચોંકે છે.]

હરદેવરામ :

(સ્વસ્થ થઇને) કેમ ? આવોને, ગુલાબરાય ભાઇ! આવો, આવો.



પોલીસ પટેલ :

(રૉફથી) આવો આવો શું ? અમારા ડોલરને કાલે માર્યો'તો તે આજે તાવ આવ્યો છે !

હરદેવરામ :

અ....ર....ર....ર....

પો. પટેલ :

અરરર ? હવે, અરરર ? ત્યારે પહેલેથી ધ્યાન રાખતા હો તો ? કીધું, માસ્તર છે તે કોણ બોલે. બાકી પોલીસ કેસ થાય, સમજ્યા કે ?

હરદેવરામ :

તે કોણે મારેલો ?

પો. પટેલ :

કોણે મારેલો ? ત....મે બીજા કોણે ?

[ સૌ છોકરાં ખડખડાટ હસી પડે છે હરદેવરામ નીચાં નેણ ઢાળી દીનતાથી ઉભો રહે છે. ]

હરદેવરામ :

પણ ભાઈ, મેં માર્યો નથી. બહાર છોકરાં છોકરાં લડયાં હશે.

પો. પટેલ :

બહાર લડયાં હશે, એટલે ? શું તમે માસ્તર એટલું ધ્યાન્ ન રાખો ?

[ હાથમાં ડાંગ લઇને પટાવાળો આવે છે. ]

પટાવાળો :

( પોલીસ પટેલને ) ઠીક થયું; લ્યો; તમે પણ અહીં જ છો ને શું ?

પો. પટેલ :

કેમ ?

પટાવાળો :

કેમ શું ? આ માસ્તરની રંજાડ તો વધતી જાય છે. અમારા જાનમામદને કાલે દાખલા ન આવડ્યા તે છેલ્લો મૂક્યો. શું અમારાં પટાવાળાનાં છોકરાં છેલ્લાં બેસે ? અને તેમાં અમે સૈયદ થઈને ?

હરદેવરામ :

ભાઈ, આકળા પડો મા; હું સમજાવું.

પટાવાળો :

અરે, આકળા શું, સા'બ ! છોકરો સારો કે છેલ્લો બેઠો. હું હોઉં તો છેલ્લો જ ન જાઉં. શું અમે કણબી–કુંભારથી પણ નપાવટ ? અમે સૈયદ !

હરદેવરામ :

ભાઈ, પણ અહીં તો આવડે એ પ્રમાણે થાય નાં ? 'ગુણાઃ પૂજાસ્થાનમ્ ગુણિષુ ન ચ લિંગં ન ચ વયઃ'

પટાવાળો :

સા'બ મોં સંભાળીને બોલજો, હો. તમારે કાંઈ અમને 'વૈ' કે 'ભૈ' કે એવું એવું કાંઈ કે'વું નહિ. પોલીસ પટેલ !

[પોલીસ પટેલ હસે છે. વર્ગના છોકરા પણ હસવા માંડે છે. હરદેવરામ કપાળે હાથ દઈ શાંત ઉભો રહે છે. એટલામાં માથા ઉપર ટોપલો, તેમાંથી લટકતાં ત્રાજવાં ને લીલી ડુંગળી, એવા મેલા વેષે બકાલી પ્રવેશ કરે છે. સૌ છોકરાં ખડખડાટ હસે છે. ને કેટલાંક મોટેથી સંભળાય તેમ 'ધન્ય માતા ડુંગળી ' એમ બોલવા માંડે છે.]

બકાલી :

( એકદમ ) ક્યાં છે માસ્તર ?

હરદેવરામ :

કેમ ભાઈ ?

બકાલી :

અમારા છોકરાનું નામ કેમ કાઢી નાંખ્યું ?

હરદેવરામ :

ભાઇ, દસમી તારીખે ફી તો દેવી જોઇએ નાં ?

બકાલી :

હવે દસમી ને પચીસમી. શું તમે ક્યાંઇ દરબાર છો કે ટૅમસર જ ભરવાનું ? છોકરાં ભણાવવાનું તો અમારા ગામમાં રાઘવજી પંડા ય કરતા; ઇંમાં તી શું ?

હરદેવરામ :

( શાંતિથી ) હં; હશે.

બકાલી :

તે હવે નામ નાંખી દેજો સમજ્યા નાં ?

પો. પટેલ :

એલા, રીંગણ કેમ આપ છ ?

બકાલી :

ત્રણ પૈસાનાં શેર.

પો. પટેલ :

એમ ? તે તારો મોટો ભાઈ પૈસાનાં શેર આપે, ને તું ત્રણ પૈસાનાં ?

બકાલી :

તમારે જોઈતાં હોય તો બે પૈસાનાં; લ્યો, આપું ?

પો. પટેલ :

જોખ, અડધો શેર જોખ.

[બકાલી અરધો શેર રીંગણ જોખે છે. પટાવાળો તેના ટોપલામાંથી બે રીંગણ લઈને ખાવા માંડે છે. બકાલી નાખુશીથી તેની સામે જુએ છે, પણ બોલી શકતો નથી]

પટાવાળો :

એક શેર મને દે.

હરદેવરામ :

અને એક શેર મને દે.

બકાલી :

સા'બ તમારા ત્રણ પસા છે, હો. પોલીસ પટેલ તો અમારે ઘર જેવું ગણાય. અમારે કાંઇ ન હોય તો ત્યાંથી લાવીએ—કેમ ?

હરદેવરામ :

વાંધો નહિ, જોખને. લે ત્રણ પૈસા. (પૈસા આપે છે.)

બકાલી :

ઠીક સા'બ; નામ નાંખી દેજો, હો. આવતે મહીને—

પો. પટેલ :

લે ચાલ હવે, ચાલ; નહિતર આવું સડેલું શાક વેચતો અટકાવવો પડશે.

ભકાલી :

( ડુંગળી સામે ધરે છે ) લ્યો, આ લેતા જાઓ.

[ સૌ જાય છે. છોકરાં હસી પડે છે. એવામાં એક છોકરો બહારથી દોડતો આવે છે. ]

છોકરો :

સા'બ, સા'બ, ડેપુટી સા'બ આવ્યા !

હરદેવરામ :

( હાંફળાફાંફળા ) હેં, હેં ?

[ પાઘડી શોધે છે, ત્યાં રીંગણાં ઠેસે આવતાં બધ ઉડી જાય છે. બે ચાર છોકરા તે વીણવા લાગે છે સામેથી અમદાવાદી વાણિયા જેવા, બેઠી કાઠીના, જાડા કાળો આલપાકાનો કોટ પહેરેલા, હાથમાં રૂપાની મુઠવાળી લાકડીને લહેકાથી ટેકા દેતા સુરતી પાઘડીવાળા નગીનદાસ ડેપ્યુટી પ્રવેશ કરે છે. સૌ છોકરાં ઉભા થાય છે, ન હરદેવરામ સામે ઉભા રહે છે. ]



નગીનદાસ

( ચારે તરફ નજર ફેરવે છે ), હં....અહીં તમે છો, કાં !

હરદેવરામ :

જી હા.

નગીનદાસ :

લોકો સાથે મેળ રાખો છો કે ?

હરદેવરામ :

જી હા.

નગીનદાસ :

કેટલાં ધોરણ છે ?

હરદેવરામ :

ચાર.

નગીનદાસ :

સંખ્યા કેટલી ?

હરદેવરામ :

છપ્પન વત્તા દસ;-છપ્પન છોકરા, દસ કન્યા;-કુલ છાસઠ.

નગીનદાસ :

( ખુરશી પર બેસતાં ) ચોથું ધોરણ લાવો.

[ ચોથા ધોરણના છોકરા સામા ઉભા રહે છે. ]

હરદેવરામ :

( ઉતાવળા ઉતાવળા ચોપડી લઇને નગીનદાસને આપે છે. ) આ છોકરો રઘુ બહુ સારૂં ગાય છે. ભવિષ્યમાં સારો ગવૈયો થવાની આગાહી આપે છે. પેલો રહ્યો તે અમારો શિલ્પ-કાર છે.

નગીનદાસ :

( ન માનતા હોય તેમ હરદેવરામ સામે આશ્ચર્યથી જોઈ રહે છે. પછી રૉફથી) તમે શી વાતો કરો છો,—ચિત્રકાર ને શિલ્પકાર ને ગવૈયા ને એવી એવી ? શુદ્ધિમાં તો છો ને ?

હરદેવરામ :

(ઝબકીને) અરે, હા, હા ! એ તો મારી ભુલ થઈ. આ ધોરણનો અભ્યાસક્રમ—પરીક્ષાપત્રક આ રહ્યાં.

[ પરીક્ષા ચાલે છે. ]

૪

[ છેક સાંજે નદી કિનારે હરદેવરામ એકલા ફરે છે. ]

હરદેવરામ :

(મનમાં) ડેપ્યુટીએ કહ્યું કે તમે ચિત્રકાર ને ગવૈયા ને શિલ્પકાર ને એવી એવી શોધ છોડી મુંગામુંગા તમારૂં કામ કરજો. છોકરાં પરીક્ષામાં નપાસ થશે તો પ્રમોશન નહિ મળે !

પોલીસ પટેલ એમ માને છે કે નિશાળ એ તો ધર્મશાળા જેવી ગણાય. બકાલીએ કહ્યું કે છોકરાં ભણાવવામાં કાંઈ એવું મોટું કામ નથી. રાઘવ પટેલે કાલે કહ્યું કે તમે ઢોર ચારવાવાળા, આજે દામજી શેઠ મળ્યા ત્યારે બકરાના રખેવાળ તરીકે ઓળખાણ થઇ........

માફ કરજો; એક સવાલ પુછું. ( ઉતાવળે ઉતાવળે આમ તેમ ફરે છે. )....આ પ્રજા પોતાનાં ભાવિજનો જેના

હાથમાં સોંપે છે, તેને ચાંડાળથી પણ વધારે અસ્પૃશ્ય ગણે છે. અરેરે!....આવી સ્થિતિમાં શું થઈ શકે ? હું એકલો કેટલું કરૂં ? (વેગથી ફરવા માંડે છે)....પ્રજાજનો! તમારાં કલા, સાહિત્ય, સૌંદર્ય, જાતિપ્રેમ ને ધર્મ—બધાં, આ છોકરાં પર જ છે. છોકરાં સાચવનારી સંસ્થા ઉદ્ધારો અથવા વિનાશને પંથે દોડો છો તેમજ દોડો. બીજો માર્ગ જ નથી



# લાડુ ને દાળ

[ ભજવી શકાય તેવા હેતુથી લખાયેલું, આ લખાણ
છૂટા છૂટા પ્રવેશમાં પણ ભજવી શકાય તેવું છે. ]

સ્થળ :

બ્રહ્મસભા નંદનવનનો મધુર માલતી મંડપ.

પાત્રો :

બ્રાહ્મણ, યમ, પૃથ્વીનો બ્રાહ્મણ ભટ્ટ નારાયણ પુરુષોત્તમ, અને બીજા બ્રાહ્મણ પુત્રો. ચિત્રગુપ્ત અને દેવદૂત.

દેવદૂત :

(પ્રવેશ કરીને) બ્રહ્મદેવ ! પૃથ્વીના રહેવાશી, ભટ્ટ નારાયણ પુરુષોત્તમ, જ્ઞાતે બ્રાહ્મણ, ધંધે લોટીયા, સ્વભાવે....

બ્રહ્મા :

બસ કરો, બસ કરો. કોણ આવ્યું છે એટલુંજ કહોને.

દેવદૂત :

ભટ્ટ નારાયણ પુરુષોત્તમ.

બ્રહ્મા :

એ કોણ છે ?

દેવદૂત :

માણસ છે. પૃથ્વીના છે.

બ્રહ્મા :

ઠી....ક એમને આગળ પધરાવો.

[ નવી લાલ પાઘડી માથે પહેરેલી, ખભે રેશમી કોરનું ધોતીયું, હાથમાં પિત્તળનો લોટો, એક હાથમાં થાળી ને લાકડી, એવા ભટ્ટ નારાયણ પુરુષોત્તમ ગોળમટોળ શર્મા જેવા, દડીબંધ શરીરવાળા પ્રવેશ કરે છે ]

ભટ્ટ :

જય હો ! બ્રહ્મદેવનો ! બ્રહ્મદવ પૂજનાર દેવગણનો !

બ્રહ્મા :

( ઉભા થઈને આશિર્વાદ લેતાં) ભૂદેવ ! પ્રણામ કરું છું.

ભટ્ટ :

અમારું આવવાનું કારણ, આપની સમક્ષ એમ થયું છે કે, પૃથ્વીની નિર્માલ્ય ન્યાયસભામાં હવે અમને વિશ્વાસ નથી રહ્યો. અમારું ભૂદેવનું ગ્રામ્યદેવતા અપમાન કરે છે. કુતરાં બીલાડાં જેવાં નખી પ્રાણીઓને, કેટલીક ગૌરાંગનાઓ અને નવી સ્ત્રીઓ સાથે લઈને ફરે છે, અને ભૂદેવપ્રતિ દુર્લક્ષ કરે છે. (જોરથી) પૃથ્વી રસાતાળ....

બ્રહ્મા :

ભૂદેવ પ્રસન્ન હો, પ્રસન્ન હો, શાપના ભયથી ધ્રૂજતો હું આપને પ્રણામ કરું છું.

ભટ્ટ :

(વેગમાં) રસાતાળ ગઇ છે. પૃથ્વી રસાતાળ ગઇ છે.

બ્રહ્મા :

(શાંતિથી) પણ છે શું ? જરા શાંતિથી સમજાવશો ? અમે પૃથ્વીની હિલચાલના છેલ્લા છેલ્લા સમાચાર નથી જાણી શક્યા. લેનીન–

ભટ્ટ :

(બન્ને કાનને હાથથી ઢાંકે છે) હું ! એ મ્લેચ્છનું નામ ? શાંતં પાપં–પાપં શાંતં—

બ્રહ્મા :

અથવા ડો. સન-યાટ–સેન—

ભટ્ટ :

આહા ! ....જે મ્લેચ્છ નામોથી ત્રાસીને અહીં શરણું લીધું, તે નામોની અસર અહીં પણ છે–હવે સ્વર્ગમાં પણ પવિત્ર સ્થળ ક્યાં રહ્યું ! હરિ ! હરિ !

બ્રહ્મા :

એટલે મારું એમ કહેવાનું છે કે આ પુરુષો વિષે અમે કાંઈક કાંઇક જાણીએ છીએ પણ પૃથ્વીની તેથી વિશેષ માહિતી અમને નથી.

ભટ્ટ :

(ચાળા પાડે છે) તે....થી....વિ....શે....ષ મા હિ તી અમને નથી એમ ? મારી ચંચળ વિધવા થઈ એ તમને ખબર છે ?

બ્રહ્મા :

(યમ સામે જૂએ છે) યમરાજ !

યમ :

ચિત્રગુપ્ત સામે જૂએ છે) ચિત્રગુપ્ત!

ચિત્રગુપ્ત :

( ચોપડી ઉખેડતો) હિંદુસ્તાનમાં, કુલ વિધવા પંદર લાખ છે. તેમાં ચંચળ નામની છ હજાર વિધવા છે. એટલે કઇ ચંચળ એ સમજાતું નથી

ભટ્ટ :

કેમ રે? ચંચળ નારાયણ પુરૂષોત્તમ ભટ્ટ-બ્રાહ્મણ લોટીયા બ્રાહ્મણ-હવે તો ખબર પડી કે?

ચિત્રગુપ્ત :

હા. હવે સમજાયું.

બ્રહ્મા :

તમે કેમ આવ્યા છો?

ભટ્ટ :

આગમન કારણ એવું છે, કે નરક જેવી પૃથ્વીમાં, હવે બ્રાહ્મણત્વ વિનાશ પામે છે. અમે શુદ્ધ લોટીયા બ્રાહ્મણ છીએ, અમારી સાત સાત પેઢીમાં કોઇએ લોટ માંગવા સિવાય બીજો ધંધો કર્યો નથી.

[દેવદૂત પ્રવેશ કરે છે]

દેવદૂત :

મહારાજ! ગીરધરલાલ નવનીતશંકર પોસ્ટમેનીયા બ્રાહ્મણ-બાપદાદે શુદ્ધ લીપ્ટનીયા, આવે છે.

બ્રહ્મા :

આવવા દો. આવવા દો, એવા મહાબ્રાહ્મણોને અટકાવો માં.

[ પગમાં ત્રૂટેલ જોડા, માથે વાળનો જથ્થો, ખભે મેલી જનોઇ, ડોકમાં રુદ્રાક્ષની માળા, એવા ગીરધરલાલ પ્રવેશ કરે છે ]

ગીરધરલાલ :

પ્રજાપતિ બ્રહ્મદેવ ! આ તો જૂલ્મ જ કહેવાય, આવી રીતે બ્રાહ્મણત્વનો વિનાશ તમારાથી કેમ સાંખી શકાય છે?

બ્રહ્મા :

જરા શાંતિથી કહેશો, શું છે?

ગીરધરલાલ :

શું છે? એ....સા....ય....બ—અરે ભૂલ્યો, એ તો અમારો પટાવાળાનો ધંધો એટલે સાયબ કહેવાઇ ગયું—મહારાજ : બ્રહ્મદેવ ! અમે પોસ્ટમેનીયા બ્રાહ્મણ છીએ.

બ્રહ્મા :

હાં. એ શું?

ગીરધરલાલ :

એ....સા....ય....બ—અરે મહારાજ ! બ્રહ્મદેવ !–એમ કે અમે બ્રાહ્મણ છીએ. અને પોસ્ટમેનનો ધંધો કરીએ છીએ માટે પોસ્ટમેનીયા બ્રાહ્મણ કહેવાઇએ છીએ.

બ્રહ્મા :

(સાશ્ચર્ય) એમ, એ નવો બ્રાહ્મણવર્ગ છે?

ગીરધરલાલ :

હોવે. કેમ નહિ. ગોધરાવાળા પંડયા રેવાશંકર પોસ્ટમેનીયા બ્રાહ્મણ છે, પણ શુદ્ધ લીપ્ટનીયા નથી.

ભટ્ટ :

(કૂદી પડીને) હવે, તું ય ગપ્પાં હાંક માં. તારા બાપદાદા લીપ્ટનીયા હતા, તું તો છો, બ્રુકબોન્ડીયો બ્રાહ્મણ—હા!, સાચા લીપ્ટનીયા તો અમે. ભાઈ ત્રણ ત્રણ પેઢીથી માત્ર લીપ્ટનની જ ચા પીઈએ છીએ. તું તો છો બ્રુકબોન્ડીયો બ્રુકબોન્ડની ચહા પીવાવાળો. હા, તારા બાપદાદા લીપ્ટનની ચા પીતા, એટલે તું ઉંચો.

ગીરધર :

હા. તે એ કોણ ના પાડે છે. અમે તમારા કરતાં ઉતરીયે પણ પંડયા રેવાશંકર કરતાં તો ચડીયે નાં ?

ભટ્ટ :

(ઠાવકે મોંએ) હા, તે એ કોણ ના પાડે છે ?

તમે બાપદાદે લીપ્ટનીયા પોસ્ટમેનીયા બ્રાહ્મણ. પંડયા છે તે બાપદાદે બ્રુકબોન્ડીયા, પોસ્ટમેનીયા બ્રાહ્મણ.

ગીરધર :

હવે, સાચું બોલજો, અમારે ને એમને રાખજો વહેવાર થાય ?

ભટ્ટ :

અરે ! બેટી વહેવાર શું રોટી વહેવાર પણ ન થાય ? અમારા ગામમાં તો એવા સાથે બોલવા વહેવાર પણ નથી. રોટી વહેવાર, બેટી વહેવાર, શાક વહેવાર દુધ વહેવાર, ને બોલવા વહેવાર કાંઇ નહિ ! એમાં જ તો અમારું ઉંચું કુળ જળવાણું છે !

ગીરધર :

બ્રહ્મદેવ ! આ જૂલમ હવે વધી પડયો છે. અમારે ને એને રોટી વહેવાર કેમ થાય ?

બ્રહ્મા :

તમે કેટલા પ્રકારના બ્રાહ્મણો છો ?

ગીરધર :

મોટા બે વર્ગ. રસોયા બ્રાહ્મણ ને પટાવાળા બ્રાહ્મણ. ત્રણ વર્ગ નાના. પોસ્ટમેન બ્રાહ્મણ, ટાઇપીસ્ટ બ્રાહ્મણ, કલાર્ક બ્રાહ્મણ. માસ્તરીયા બ્રાહ્મણ. અને બ્રાહ્મણીયાપાણી બ્રાહ્મણ.

બ્રહ્મા :

તમે કેવા બ્રાહ્મણ છો ?

ગીરધર :

અમે પોસ્ટમેનીયા બાપદાદે લીપ્ટનીયા બ્રાહ્મણ.

બ્રહ્મા :

અને રેવાશંકર પંડયા ?

ગીરધર :

એ પણ છે તો પોસ્ટમેનીયા. બાપદાદે બુકબાન્ડીયા.

બ્રહ્મા :

ત્યારે તમારી વચ્ચે રોટી વહેવાર કેમ ન થાય ?

ગીરધર :

(જોસથી) કેમ થાય ? શું બ્રાહ્મણપણું અભડાવવું છે ? અમે પોસ્ટમેનનો ધંધો કરીએ છીએ, એટલે બ્રાહ્મણપણું જવા દેશું ? સાહેબ, અમે તો લીફ્ટનીયા છીએ, ને લીફ્ટનીયા સિવાય બીજું પાણી હરામ છે ! જાત અભડાવવી નથી. હજી એમ કળજુગ ચારે પાયે નથી બેઠો. સમજ્યા કે ? તમે ના પાડશો તો નવા વર્ણ કરીશું.

ભટ્ટ :

હાસ્તો. અમે વર્ણમાત્રના ગુરુ છીએ. મારો છોકરો ટાઈપીસ્ટ બ્રાહ્મણ છે. એટલે શું ભરુચના વકીલ નરભેરામની દીકરી વેરે પરણશે ?

બ્રહ્મા :

વકીલબ્રાહ્મણ ઉંચા કે ટાઇપીસ્ટ

ભટ્ટ :

ટાઈપીસ્ટ.

ગીરધર :

ના વકીલ.

ભટ્ટ :

ના. ટાઈપીસ્ટ. તને ખબર નથી.

ગીરધર :

ના. વકીલબ્રાહ્મણ ઉંચા. તમને ખબર નથી.

બ્રહ્મા :

કોણ વધારે સરસ્વતીપૂજક છે ?

ભટ્ટ :

સરસ્વતી પૂજ્યે કાંઈ બ્રાહ્મણ ન થવાય ? બ્રાહ્મણ થવાને તો તપ કરવું પડે છે તપ.

બ્રહ્મા :

કોણ શ્રીમંત વધારે છે ?

ભટ્ટ :

કાંઇ પૈસા હોય તો બ્રાહ્મણ ન કહેવાય. તો તો અમને પૈસા આપીને બધાય બ્રાહ્મણ થઇ જાત.

બ્રહ્મા :

કોની પાસે ચારિત્ર વધારે છે ? જો કે આ પરીક્ષા સૌથી પ્રથમ થવી જાઇએ.

ભટ્ટ :

કાંઈ ચારિત્રથી બ્રાહ્મણ થવાય નહિ. તો તો સ્ત્રી માત્ર સ્ત્રીચારિત્ર કરીને બ્રાહ્મણી કહેવાત. અને પુરૂષ બધાય બ્રાહ્મણ થઈ જાત.

બ્રહ્મા :

તમે હમણાં પૃથ્વી લોકમાં શી રીતે બ્રાહ્મણને ઉંચા નીચા ગણો છો ?

ભટ્ટ :

કેમ વળી ? અમે ઉંચા ને ગોધળાવાળા નીચા. ગોધરાવાળાથી સુરતવાળા, સુરતવાળાથી ભરૂચવાળા, ભરૂચવાળાથી અમદાવાદી, અને કાઠીયાવાડી સૌથી હલકા ! અમે સૌથી ઉંચા.

બ્રહ્મા :

પણ, તો તો બીજા કહેશે અમે ઉંચા.

ભટ્ટ :

તે, છોને કહેતા. એમ કાંઈ ઉંચા થાય ?

બ્રહ્મા :

તમે બધા સરખા ધંધા–નોકરીના–શુદ્ર જેવા કરોછો. માટે તમે બધા શુદ્ર બ્રાહ્મણ છો. ને તમારી વચ્ચે રોટી વહેવાર બેટી વહેવાર રાખી શકો એમ હું કહું છું.

બન્ને સાથે :

તમે ભલે કહો. અમે પૂછવાના નરોત્તમ શાસ્ત્રીને. ચાલો–ચાલો–કળજુગના પાયા નંખાઇ ચૂકયા લાગે છે.

[ બન્ને જાય છે. ]

## પ્રવેશ ૨ જો.

### નરોત્તમશાસ્ત્રીનું ઘર.

સમય: સવારના નવ.

[ શાસ્ત્રીજી એક આસન પર બેસીને પૂજા કરી રહ્યા છે. પાસે તરભાણું; પંચપાત્ર, આચમની વગેરે પડયાં છે. ગૌમુખીમાં હાથ નાખીને માળા જપે છે. એટલામાં ગીરધર ને નારાયણ બન્ને 'અમે ઉંચા'ના 'અમે ઉંચા' કરતા પ્રવેશ કરે છે. ]

ગીરધર

જે શ્રીકૃષ્ણ શાસ્ત્રીજી !

નારાયણભટ્ટ

જે શ્રીકૃષ્ણ શાસ્ત્રીજી !

શાસ્ત્રીજી

ઓહો ! અત્યારમાં ? આવો, આવો, એ....લા, માધુ દભાસનુ નાખી દે જે.

[ માધુ પ્રવેશ કરીને દર્ભાસન નાખે છે ]

શાસ્ત્રીજી

બોલો ભૂદેવ ! 'આગમન કારણ શું છે'?

ગીરધર

'કહો ભટ્ટજી ! તમે કહો !'

નારાયણ

ના, પહેલાં તમે કહો.

ગીરધર

એવું છે શાસ્ત્રીજી! કે હવે હડહડતો કળજુગ આવ્યો છે.

શાસ્ત્રીજી

એ તો શાસ્ત્રવચન જ છે કે, હવે ચારે પાયે કળી આવશે. શ્વાનમાર્જારાદિ પૂજાશે. બ્રહ્મદેવ દૂભાશે, બ્રહ્મભોજન નહિ થાય; નારી સન્માન થશે.

ગીરધર

હવે, અમે પંડયા રેવાશંકર કરતાં ઉંચા કે નહિ?

નારાયણ

અને અમે, આના (હાથથી બતાવે છે) કરતાં અને વકીલ નરભેરામ્ કરતાં ઉંચા કે નહિ?

[ ગીરધર તેના સામે જોઇ રહે છે. માધુ ખુણામાં ફરતો હોય છે, તે 'માપ્યા વિના શાસ્ત્રીજી ક્યાંથી કહેશે ?' એટલું કહીને અંદર જાય છે ને ફુટપટી લાવીને સામે ઉભો રહે છે. ]

[ શાસ્ત્રીજી નાક પાસે હાથ લઈ શ્વાસ લેતા હોય છે. ]

ગીરધર

શાસ્ત્રવચન શું છે?

શાસ્ત્રીજી

ભાઇ ! આના વિષયમાં જ્યાં શાસ્ત્રવચન ન હોય ત્યાં ચાલતી આવેલી રૂઢી પ્રમાણે કરવાનું ઋષિ મુનિઓનાં વચન છે. શાસ્ત્રવચન છે કે 'यद्यपि शुध्धं लोकविरुध्धं ना करणीयं ना चरणीयम्'

નારાયણ

બરાબર છે. મારા કાકાના સાસુના ફૂઇના દીકરાની દીકરી રાંડી ત્યારે અમે લોક વિરૂધ્ધ ગયા નહિ, ને એને રાંડેલી ઠરાવી. જો કે વર તો માંડવા વચ્ચે જ મરી ગયો હતો.

શાસ્ત્રીજી

એ તો, ભાઈ એના એવા જ પ્રારબ્ધયોગ હોય. નહિ તો એમ થાય જ નહિ. પણ આ જમાનામાં એટલી ધર્મ-ચુસ્તતા બતાવવી મુશ્કેલ છે.

ગીરધર

પછી એ છોકરી તો—કહે છે હજી જીવે છે, ને ભાગી ગઇ છે.

શાસ્ત્રીજી

અરે ! પછી ગમે તેમ થાય ગાંડા ભાઇ !—પણ એક વખત ધર્મવિરૂધ્ધ આચરણમાંથી તો બચી ગયા નાં ? પછી તો છોકરીના નશીબયોગ હોય તેમ થાય જ તો—

ગીરધર

છોકરી પણ બહુ દુઃખી થઇ ગઈ, ઠીક હવે આપણે તો એ મરી જ ગઈ સમજવી નાં ?

શાસ્ત્રીજી

હા, હા, એ તો એમજ છે. શાસ્ત્રવચન છે કે સ્વજનમાં સ્વજન ધર્મ. धर्मे रति એમ ભર્તૃહરીનું પણ વચન છે.

ગીરધર

ઠીક, તે હવે અમે રેવાશંકર પંડયા કરતાં ઉંચા કે નહિ ?

શાસ્ત્રીજી

હાસ્તો, તારૂં કુટુંબ કોણ ? અને રેવાશંકર ક્યાં ?

ભટ્ટ

અને અમે આના કરતાં ઉંચા કે નહિ ? પછી વકીલ નરભેરામ કરતાં ઉંચા કે નહિ ?

[ માધુ ફુટપટી લઇને પાસે જાય છે 'માપી જોવા છે ! કોણ ઉંચું છે એમ માપવા છે' ? ]

શાસ્ત્રીજી

અરે ગધાડા—આ તો શાસ્ત્રવિધિનિષેધની વાત છે. એમાં હાવાં ભૌતિક સાધનો કામ આવે કે ? જા, જા, મૂર્ખા ! તું શાસ્ત્રમાં શું સમજી શકે "

( માધુ જાય છે બોલતો બોલતો )

મને શું ખબર ? મેં તો કહ્યું બન્નેને ઉભા રાખીને આપી લેશે કે કોણ ઉંચો છે ?

શાસ્ત્રીજી

હાસ્તો, તમારું કુટુંબ કોણ છે?—તારા દાદાએ ઉપરથીએ નાત કરેલી, તમારા બાપે થાળીનાં લાણાં કરેલાં, એ તો ક્યાં ગીરધર જાણતો નથી, તમે ઉંચા જ કહેવાઓ એમાં પ્રશ્ન કે શંકા સંભવે જ નહિ.

નારાયણ

હવે મારો છોકરો–ભરુચના નરભેરામ વકીલની દીકરી વેરે પરણે તો અમે હલકા પડીએ કે નહિ ?

શાસ્ત્રીજી

હાસ્તો, નરભેરામ વકીલ ગઇ કાલનો, અને તમારું કુટુંબ જાનું ગણાય—

[ માધુ પ્રવેશ કરીને: ]

માધુ

શાસ્ત્રીજી ! નાતનું માણસ આવ્યું છે. કહે છે આજે સાંજે પાંચ વાગે, મંદિરમાં નાત ભેગી થવાની છે ત્યાં આવજો.

શાસ્ત્રીજી

હાં. અને ગીરધર ! ભટ્ટજી ! તમે ત્યાં આવશો નાં ? ત્યાં આ પ્રશ્નનો ઉકેલ પણ સહેલાઇથી થઇ શકે.

બન્ને

(સાથે) હાવે, કેમ નહિ? કેમ નહિ? અમે પણ ચોક્કસ આવીશું.

## પ્રવેશ ૩ જો.

(એક જાજમ પાથરેલી છે. તેના ઉપર આવીને સૌ નાતીલાઓ બેસતા જાય છે. એક જણ આવકાર આપતો જાય છે.)

એક જણ

આવો, આવો, દયાશંકર કાકા!

બીજો

એ ભાઈશંકર ભાઇ આંહી આવોને!

એક જણ

આ, આવ્યા, લ્યો નારાયણ ભટ્ટ.

બીજો

અને એની પાછળ જ ગીરધર આવે છે.

(સૌ બેસીને વાતો કરવા માંડે છે. એટલામાં શાસ્ત્રીજી પ્રવેશ કરે છે.)

શાસ્ત્રીજી

કેમ આવ્યા છો નાં સૌ—શાસ્ત્રવચનમાં પ્રીતિ રાખવાવાળા!

ગી. ને ના.

(સાથે) શાસ્ત્રીજી! હવે તમે પ્રમુખપદે બેસો ને અમારી તકરારનો નિવેડો લાવી દ્યો.

શાસ્ત્રીજી

તમારી તકરાર તો સવારે પતી જ ગઈ છે. આજે આંહી તો બહુ ઉપયોગી એવું બીજું ઘણું ઘણું કામ છે.

(શાસ્ત્રીજી પ્રમુખપદે બિરાજે છે. સૌ વ્યવસ્થિત બેસે છે.)

શાસ્ત્રીજી

બોલો ભાઇએ!, શું કામ ઉપાડવાનું છે, કહો.

એક જુવાન

જ્ઞાતિ તો ગંગા જેવી પવિત્ર ગણાય. છે. હું કહું છું કે આવી પવિત્ર જ્ઞાતિઓ, પોળોમાં જાહેર રસ્તા ઉપર જમવા બેસે એ સારું ન કહેવાય.

શાસ્ત્રીજી

બેસી જાઓ, બેસી જાઓ, તમને શાસ્ત્રવચનનો અભ્યાસ નથી.

એક અવાજ

એ તો નવા જમાનાનું પતંગીયું લાગે છે. પોળોમાં બેસે તે સારૂં નહિ ? જો મોટા લખેશરી થયા છે. જે પોળમાં જ્ઞાતિ બેસે તે પોળનો તો ઉદ્ધાર જ થઈ જાય છે.

જુવાન

ઉદ્ધાર તો કોણુ જાણે પણુ ઉકરડો તો થઇ જાય છે!

બધા સાથે

અરર ! જ્ઞાતિ ગંગાનું અપમાન! બેસી જાઓ બેસી જાઓ.

શાસ્ત્રીજી:

જુઓ ભાઈઓ! એક તરફથી જ્યારે ગંગાજી પૃથ્વી પર આવ્યાં, ત્યારે બીજી તરફથી જ્ઞાતિ ગંગા ઉતર્યાં. ગંગાજીનો ભાર શ્રી શંકરે ઝીલ્યો. જ્ઞાતિનો ભાર શ્રીપોળ ઝીલે છે.

ગિરધર

અરે, પોળમાં ત્રણ દિવસ સુધી તો શ્રી ભોજનના સુગંધ આવે છે. એ તો જે પોળના રહેવાશીઓનાં ભાગ્ય હોય તેમને જ જ્ઞાતિનો આ પ્રસાદ મળે!

શાસ્ત્રીજી

શાસ્ત્રમાં વચન છે કે જ્યાં જ્ઞાતિ જમે છે, ત્યાં સાડા ત્રણ દિવસ સુધી શ્રી લક્ષ્મીજીનો વાસ રહે છે!

જુવાન

લક્ષ્મીજીનો કોણ જાણે, પણ સાડા ત્રણ દિવસ સુધી, શ્રીકુતરાજીનો વાસ તો રહે છે!

(મોટો ઘોંઘાટ થાય છે. એ કોણ છે? એ કોણ છે? ના અવાજો થાય છે. જુવાનને બેસાડી દે છે.)

શાસ્ત્રીજી

પોળોમાં જમવા બેસવા સામે વિરોધ થાય છે, પણ ત્યારે જ્ઞાતિ ગંગા જમવા ક્યાં બેસે?

જુવાન

પોતાનું જુદું મકાન રાખે.

ગિરધર

ઘરમાં જાવું હોય તો તમે જાજો. અમારે ઘેર આંગણેથી જ્ઞાતિ ગંગાને કાઢીને રૌરવ નરકમાં પડવું નથી. જ્ઞાતિગંગા આંગણે ક્યાંથી ?

જુવાન

તમારે તો નરકમાં પડવું નથી, માત્ર પોળોમાં જે હાલે ચાલે, તેને જીવતે જીવત નરક દેખાડવું છે !

શાસ્ત્રીજી

જૂઓ ભાઇ, આવું હોય ત્યારે આપણે શાસ્ત્રાધાર ટાંકી બતાવવો જોઇએ.

નારણજી ભટ્ટ

પણ હવે એ કયારનો મોટેરો ? શું એના દાદાએ ઉપર ઘીએ નાત કરી હતી ? શું એના કાકાએ થાળીનાં લાણાં કર્યાં હતાં ? શું એણે બાર વરસની કન્યાદાનનું પૂણ્ય મેળવ્યું છે ? એ તે મોટેરો શાનો ? જ્ઞાતિમાં એની પ્રતિષ્ઠા શી ? એને શાસ્ત્રમાં પણ શી ખબર પડે ?

જુવાન

હાસ્તો. શાસ્ત્રવચનની ખબર તો પડે પોસ્ટમેન હોય ને હમેશાં બે હજાર સરનામાં વાંચી જાય, એને. શાસ્ત્રવચનનો સાર તો પોસ્ટકાર્ડ ઉપર જ લખાય છે !

ગિરધર

પોળમાં બેસીને પણ જ્ઞાતિ અમારે આંગણે જ જમશે. બીજે ક્યાંય જમવા નહિ જાય.

નારણજી

આપણી જ્ઞાતિ જમવા બેસે છે ત્યારે તો સ્વર્ગ લોક જેવી જ રચના થઇ રહે છે. એ શોભા ઘર આંગણેથી કાઢવાનું કોને મન થાય ?

શાસ્ત્રીજી

એ તો એવું છે ભાઇઓ કે, સ્વજ્ઞાતિ ભોજનમાં એક પંક્તિએ બેસવું ને દાળ લાડુનો સ્વાદ લેવો એ બધાના નશીબમાં હોતું નથી.

જુવાન

ખરૂં છે ભાઇ. એ બધાના નશીબમાં કયાંથી હોય ? ભાગ્યવાન હોય એને જ લાડુ દાળ ને પોળની ધૂળ ત્રણે ભેગાં મળે ! બાકી અભાગીયા તો ચોખ્ખી જગ્યા જ ગોતે !

શાસ્ત્રીજી

ચાલો ભાઈ. આ કામ તો પત્યું. ઘર આંગણેથી જ્ઞાતિને કાઢવા કોઈ ખુશી નથી. હવે બીજી વાત શી છે.

નારણજી

બીજી વાત એ કે જ્ઞાતિમાંથી દંડના પૈસા ભેગા થયા છે, તેનો હવે ઉપયોગ કરવો જોઇએ.

શાસ્ત્રીજી

બરાબર છે. અતિ ધન હમેશાં દુઃખનું કારણ થઈ પડે છે.

નારણજી

ધન હોય તો કલેશ થાય, માટે એ પૈસામાંથી એક જ્ઞાતિભોજન કરવું.

શાસ્ત્રીજી

યથાર્થ છે. યથાર્થ છે. જ્ઞાતિનું જ્ઞાતિ જ જમે એમ શાસ્ત્રવચન છે.

જુવાન

એ પૈસાનો વિદ્યાના કામમાં ઉપયોગ થાય તો !

શાસ્ત્રીજી

ભાઇ, તમને શાસ્ત્રનો અભ્યાસ નથી. નારાયણ એટલે ઘી પોતે જ વિદ્યારૂપ છે. બોલો હવે એ વિદ્યાના કામમાં જ પૈસા વાપર્યા કે નહિ ?

(બધા હસે છેઃ બરાબર છે. બરાબર છે. એમ બોલે છે.)

શાસ્ત્રીજી

સારૂં. પણ હવે આ જ્ઞાતિભોજન તો બધાના પસામાંથી થાય છે, માટે કોઇને, પોતાને આંગણે જ્ઞાતિ આવે ન આવે તો પાપ લાગે તેમ નથી, સાચું કે ?

શાસ્ત્રીજી

બરાબર છે.

જુવાન

તો આ જ્ઞાતિભોજન, કોઈ પણ પોળમાં કરાવાની જરુર રહેતી નથી.

શાસ્ત્રીજી

યથાર્થ છે.

જુવાન

તો પછી—આ વખતે, આપણે કોઈ સારે સ્થળે ગોઠવણ કરી શકીએ ખરૂં કે ?

નારણજી

ભાઈ, તમારું સારૂં સ્થળ રહેવા દો. વેદમૂર્તિ શાસ્ત્રી-જીનું ઘર અને એમનું આંગણું એ જ આપણું સારૂં સ્થળ.

જુવાન

પણ ત્યાં ગુલાબના ફુલ જેવી ધીમી મીઠી સુગંધી હમેશાં આવ્યા કરે છે તેનું કેમ ?

ગીરધર

આપણે એ મીઠી સુગંધી લેતાં લેતાં ભોજન કરીશું.

નારાયણ

અને ભોજનાન્તે નિદ્રા.

જુવાન

અને નિદ્રાન્તે મૃત્યુ !

( બેસી જાઓ બેસી જાઓના અવાજ થાય છે. ને સભા વિખરાઇ જાય છે. )





# કવિરાજ

પાત્રો

| | |
|---|---|
| ફુલચંદ | દેવચંદ |
| નરોત્તમ | માણેકચંદ |

[ફુલચંદ એક ખંડમાં બેઠો બેઠો વાંચે છે. પાસે એક બાજઠ પર થોડી ચોપડીઓ ગોઠવેલી છે. એક ખુણામાં ઘોડિયું છે. બીજી તરફ ખાટલો પડયો છે; તેના પર ગોદડાં સુકાય છે]

ફુલચંદ

(માથું ધુણાવતો ધુણાવતો ગોખતો જાય છે.)

સતનું ચિત ચિંતનરે કરવું,
સત વાચક નિશ્ચય ઉચરવું.

[પડદા પાછળથી તેની માનો અવાજ આવે છે.]

મા

કુલચંદીઆ ! એ.... કુલચંદ.... કુલચંદ.... એ .... ....
કુલચંદીઆ :

કુલચંદ

શું છે મા ?

મા

(પડદા પાછળથી) પીટ્યા : રાગડા શું તાણુછ ? છોકરી નહિ ઉઠે ? આખો દિ' રાગડા જ રાગડા.

કુલચંદ

(ન સમજ્યો હોય તેમ) કાગડા દાણા નથી ખાતા, મા ! હું જોઉં છું ને ?

મા

અરે હું તો કહું છું 'રાગડા' તાણવા મુકી દે, છોકરી જાગી જશે.

કુલચંદ

છોકરી તો, મા, આ કવિતા સાંભળે છે નાં, એટલે સુઈ જાય છે.

મા

એમ ?

કુલચંદ

હા; બીજી કવિતા ગાઇએ તો નથી સુતી. પણ આ કવિતા ગાઈએ તો તરત સુઇ જાય છે. અમારા માસ્તર સાહેબ કહેતા હતા કે, ચોરી કરવી હોય તોપણ સાચું બોલી

કેવું. આ કવિતા એટલા માટે લખી છેઃ જોજે હું ગાઉં છું. એટલે છોકરી સુઇ જાશે. (વધારે મોટેથી ગાય છે.)

સતનું ચિત ચિંતન રે કરવું,
સત વાયક નિશ્ચય ઉચરવું,

[માથે રેશમી કાળી ટોપી, ધોતિયું, કોટ, પગમાં સ્લિપર ને કોટના અંદરના ખીસામાંથી બહાર કાગળ દેખાય તેમ કાગળ ખોસીને વારંવાર તે સંભાળતો, ને વળી બહાર કાઢતો બારચૌદ વર્ષનો એક છોકરો બારણામાં દેખાય છે. તે ધીમેથી ફુલચંદને બોલાવે છે. ફુલચંદ ઉઠીને તેની પાસે જાય છે.]

મા

(પડદા પાછળથી) કોણ છે ફુલચંદ ?

ફુલચંદ

કોઇ નથી મા ! એ તો હું મનમાં કવિતા ગોખું છું.

સતનું ચિત ચિંતન રે કરવું,
સત વાયક નિશ્ચય ઉચરવું.

(આવેલા છોકરાને ધીમેથી) નરોત્તમ ! તેં મારા બાપાને આવતા જોયા ?

નરોત્તમ

(ધીમેથી) ના,

[નરોત્તમ બાડી આંખે ફુલચંદ સામે જોઇને કોટમાંથી કાગળ જરા બહાર સરકાવે છે. વધુ સરકયો એમ લાગતાં પાછો અંદર સેરવે છે]

કુલચંદ

ત્યારે તો ચાલ આપણે ઉપડીએ.

નરોત્તમ

પણ તારી મા—

મા

(પડદા પાછળથી) કુલચંદીઆ! કોની સાથે વાતો કરે છે? કોઇ આવ્યું છે?

કુલચંદ

કોઇ નથી મા! એ તો હું મનમાં કવિતા ગોખું છું. મારા માસ્તર સાહેબ મનમાં વાંચવાનું કહેતા'તા.

મા

ઠી....ક. જો તો ખરો, તારા બાપા આવે છે?

કુલચંદ

(બહુ ઉત્સાહ ને આનંદથી) એ....લ્યો....મા! હું જોવા જાઉં છું હો!........અમારા માસ્તર સાહેબ કહેતા'તા કે માતાપિતાની આજ્ઞા માનવી. (નરોત્તમ ધીમેથી) એલા ચાલ!.... એટલી વારમાં તો બે ઓરડી ફરી વળશું.

[ચાલવા જતાં જોડા ઘસડાય છે ને અવાજ થાય છે.]

મા

(પડદા પાછળથીજ) અલ્યા કુલચંદ! જોડા પહેરીને ક્યાં જાય છે!

કુલચંદ

ના મા; હું તો ઉઘાડે પગે જાઉં છું. અમારા માસ્તર

સાહેબ કહેતા'તા કે માતાપિતાની આજ્ઞા ઉઘાડે માથે ઉઠાવવી.

મા

પણ ડાહ્યલા આ જોડાનો અવાજ સંભળાયો તે?

ફુલચંદ

એ તો મારા જોડા એક ઠેકાણે મૂકયા. અમારા માસ્તર સાહેબ કહેતા'તા કે બધું વ્યવસ્થાપૂર્વક ગોઠવવું. (નરોત્તમને ઠોંસો લગાવી ધીમેથી) હવે ઉભો છે શું? આગળ ચાલ ને.

[નરોત્તમ ને ફુલચંદ બંને જોડા કાઢી હાથમાં લે છે ને ધીમે પગલે બહાર નીકળે છે.]

૨

[ સ્થળ : રસ્તો ]

ફુલચંદ

નરોત્તમ! બોર ખાવાની તો બહુ મજા પડી હો!

નરોત્તમ

(કોટના અંદરના ખીસાનો કાગળ જરાક બહાર ખેંચતો) એમ ન બોલાય.

ફુલચંદ

ત્યારે કેમ બોલાય?

નરોત્તમ

જો આમ બોલાય: બોરનો સ્વાદ કાંઇ ઓર જ આવી ગયો!

ફુલચંદ

હા! તું તો જાણે મોટો કવિ!

નરોત્તમ

(હસતો) તને કેમ ખબર પડી કુલચંદ, કે હું કવિતા કરૂં છું ?

કુલચંદ

તે દિવસે તેં મને કવિતા સંભળાવી હતી, તે યાદ છે ?

નરોત્તમ

કઈ ?........હા. ઠીક ઠીક પેલી. પણ તું હવે મને કવિ કહીશ માં હો ! મને કોઇ કવિ કહે છે તો માઠું લાગે છે !

કુલચંદ

ભાઈ ! એ આપણને ખબર નહિ. પણ એમાં માઠું શાનું ?

નરોત્તમ

તને કાંઈ જ્ઞાન નથી એ વાંધો છે નાં ? જા, પ્રેમાનંદને કોઇ કવિ કહેતું તો તેમને માઠું લાગતું, મને પણ કોઇ કવિ કહે છે તો માઠું લાગે છે !

કુલચંદ

( નરોત્તમના કોટના ખીસામાંથી દેખાતો કાગળ બહાર ખેંચતાં) આમાં શું છે ? હું વાંચું ?

નરોત્તમ

(તેની પાસે ઝુંટાવતાં) જો કુલચંદ, કોઇને કહેવાનું નહિ હો ! એમાં મારી કવિતા છે. તને વાંચતાં નહિ આવડે; ને વાંચીશ તો સમજીશ નહિ. લાવ હું વાંચી દઉં.

[કવિતા વાંચવા માંડે છે:]

'કેવો દીપક, કેવી જ્યોતિ !
જાણે રણવગડામાં રેતી !
જાણે સાગરતીરનું મોતી !
થાકયા જડી ન જ્યોતિ ગોતી.'

પણ આમાં કાંઈ નથી. તું સમજે એવું નથી. જો આ સારૂં છે સાંભળજે, હો. આજ હું તને મારી કવિતા સંભળાવવા માટે જ સવારમાં આવ્યો હતો. જો સાંભળ; એક કવિ પોતાની પ્રિયાને કહે છે:

'હવે તું તો ન દેખાતી, હવે તું તો ન છલકાતી;
રહ્યું જોવું, રહ્યું રોવું, અફળ આંસુ નથી લોવું.
ગઈ તું તો ગઈ ત્યારે, હવે મળશું કહે કયારે ?
ગમે ત્યારે, ગમે ત્યારે, ન આજે તો જરૂર કાલે.

કુલચંદ

(હસે છે) એલા ! આવી તે કવિતા હોય ?

નરોત્તમ

(જરાક ઢીલો પડે છે) તને બરાબર નથી સમજાતી કાં ? પણ એમાં તારો શો વાંક ? કેટલીક તો મારા બાપા કે આપણા માસ્તર સાહેબ પણ નથી સમજતા ને ?

કુલચંદ

કાલે નિશાળે જઇએ ત્યારે વાત. આપણે દુર્ગાપ્રસાદને વંચાવશું. પણ તેં લેસન તૈયાર કર્યાં ?

નરોત્તમ

શેનાં લેસન ? એવું ઑક્સિજન ઑક્સિજન આપણને કાંઇ સમજાતું નથી. દાખલા પણ અઘરા છે. હું તો હવે

કવિતાના રસમાં જ તરબોળ થઇ ગયો છું. તેં કવિતા કરી નથી, એટલે તને એના રસની શી ખબર પડે ?

નરોત્તમ

(હસે છે) લે, કવિતા તે વળી 'કરાવી' હશે? એ તો મારા મામા કવિતા કરતા, અને મારા કાકા કવિ છે, એટલે હું કવિ થયો. અમારી ત્રીસમી પેઢીએ એક કવિ થઈ ગયા છે, એટલે હું કવિ થવાનો છું, એવી વાત મારા બાપા મારી બાને કરતા હતા.

ફુલચંદ

તે હવે તું યંત્રો કેમ ચાલે છે, વિજળી શું છે, વિમાન કેમ થાય, એવું એવું કાંઇ નહિ શીખે?

નરોત્તમ

(હસીને બેદરકારીથી) તને જ્ઞાન નથી એ જ વાંધો છે નાં? કવિને તો આ બધું નહિ શીખવાનું.

ફુલચંદ

ત્યારે તમારે શું શીખવાનું ?

નરોત્તમ

(હસીને ગર્વથી) તું સમજતો નથી એ જ વાંધો છે નાં? જો, આકાશમાં રાત્રે શું ઉગે ?

ફુલચંદ

તારા.

નરોત્તમ

(હસે છે)

ફુલચંદ

ચંદ્રમા.

[ નરોત્તમ ઉભો ઉભો હસે છે. પછી હસવું બંધ કરી ગંભીર થઇને ]

નરોત્તમ

જો, હું તને કહું. તારા ન કહેવાય, પણ આકાશનાં ફુલ કહેવાય. ચંદ્રમા ન કહેવાય, પણ આકાશસરનું કમળ કહેવાય.

અત્યારે પેલા ઝાડ પર તડકો કેવો લાગે છે ?

ફુલચંદ

સરસ લાગે છે હો.

નરોત્તમ

(ગર્વથી) ' ક મ ની ય ' કહેવાય.

ફુલચંદ

જો, સામે મારા બાપા ઘર તરફ જતા લાગે છે.

નરોત્તમ

હા; ઠીક ત્યારે હવે હું જાઉં છું હો ?

તારે કવિતા વાંચવી છે ? ( કાગળિયાં સામે ધરે છે. )

ફુલચંદ

પણ હું સંઘરૂં કયાં ?

નરોત્તમ

કેમ વળી ? તારા ખીસામાં. લે, જોઇતી હોય તો રાખી લે. નહિતર પછી હું બીજી લખીશ ત્યારે આપીશ. (કાગળ પોતાના ખીસામાં પાછો મૂકે છે).

ફુલચંદ

તું બીજી ક્યારે લખીશ ?

નરોત્તમ

તને તો કાંઇ જ ભાન નથી. કવિતા તે વળી લખવાની હોય ?

ફુલચંદ

ભાઈ ! આપણુને તો તારી કવિતામાં કાંઇ સમજાતું નથી.

નરોત્તમ

તમારા કુળમાં કોઇ કવિ ન હોય તો કયાંથી કવિતા સમજી કે કરી શકે, કહે ? એ તો હું કવિ જ થયો છું એટલે કવિતા થાય છે. એક બીજું પૂછું; બોલ, સ્રીને માટે કેટલા શબ્દો છે ?

ફુલચંદ

બે; સ્રી ને બાયડી.

નરોત્તમ:

(સગર્વ) વનિતા, ભામિની, કામિની, પ્રમદા, શ્યામા....

ફુલચંદ

ઓહો હો ! તને તો બહુ આવડે છે !

નરોત્તમ

(અભિમાનથી) મારે પાછા કવિતામાં વાપરવાના એટલે આવડે નહિ ? પણ હવે હું જાઉં છું. (જતાં જતાં વળી અટકીને) તને ખબર છે, "માટે' હોય તો કવિતામાં કેમ લખાય ?

ફુલચંદ

( ડોકું ધુણાવે છે ).

નરોત્તમ

માટ. પણ તને જ્ઞાન નથી એ વાંધો છે નાં? (જાય છે).

ફુલચંદ

ચાલો, કવિ તો ગયા, હવે આપણે શું કરીશું? બાપાજી ઘેર પહોંચી જાય તે પહેલાં ઘરમાં બેસીને લેસન કરતા જ નજરે ચડીએ. (જાય છે)

૩

[ સ્થળ : પહેલા પ્રવેશવાળો ઘરનો ખંડ ]

ફુલચંદ

(બેઠો બેઠો ચોપડામાંથી ગોખે છે.)

સતનું ચિત ચિંતન રે કરવું,
સત વાયક નિશ્ચય ઉચ્ચરવું.

[એટલામાં તેના બાપા દેવચંદ પ્રવેશ કરે છે.]

દેવચંદ

ઓહો, ભાઇ! આજ તો તું ખુબ વાંચવામાં પડયો છે!

ફુલચંદ

હા બાપા. અમારા માસ્તર સાહેબ કહેતા'તા કે સવારના પહોરમાં વાંચવાથી ખુબ યાદ રહે છે.

દેવચંદ

ઠીક. તું હમણાં અહીં જ બેઠો છે નાં?

ફુલચંદ

હા બાપા. તમારે કાંઇ કામ છે? જાવું હોય તો જાઓ; હું તો આંહી જ બેઠો છું.

દેવચંદ

તું માણેકચંદ શેઠને ઓળખે છે ?

ફુલચંદ

માણેકચંદ શેઠ ? પેલા છીંકણી સુંઘે છે તે નાં? હા, એમને હું ઓળખું છું. માથે મોટી પાઘડી પહેરે છે એ નાં ? ખભે ખેસ નાખે છે, છીંકણી સુંઘે છે, બહુ થુંકે છે, અને વારંવાર આંખો પટપટાવે છે. માણેકચંદ શેઠ એ જ કે બીજા ?

દેવચંદ

બસ એ જ એ. જો, એ હમણાં આંહી આવશે. એ આવીને તને પૂછશે કે તારા બાપા ઘેર છે ? તો શું કહીશ ?

ફુલચંદ

કહીશ કે હા, બેસો; હમણાં આવે છે.

દેવચંદ

ના; એમ; એમ નહિ. એમને કહેવાનું કે ઘેર નથી; ગામ ગયા છે–વડોદરા ગયા છે. અઠવાડિયા પછી આવશે.

ફુલચંદ

પણ તમે તો ઘેર છો ને ? (ગાખે છે)

સતનું ચિત ચિંતન રે કરવું,
સત વાયક નિશ્ચય ઉચરવું.

દેવચંદ

આ કવિતા કોણ શીખવાડે છે ?

ફુલચંદ

અમારા માસ્તર સાહેબ કહેતા'તા કે સત્ય બોલવું.

દેવચંદ

હવે ડાહ્યો થા મા. તું તારે બેધડક કહે કે કોઇ ઘેર નથી.

કુલચંદ

હું કહીશ કે કોઈ ઘેર નથી. મારી મા ઘેર નથી, મારા બાપા ઘેર નથી; હું યે ઘેર નથી.

દેવચંદ

ભલા ભગવાન! આ છોકરો તો દોઢ ડાહ્યો લાગે છે. ભાઈ, ડાહ્યા દીકરા! માણેકચંદ શેઠનું આપણા ઉપર લેણું છે; ને જો બાપાજીનું કહેવું માનીને તે પ્રમાણે નહિ કરો, તો ભુખે મરશો, ભુખે. ભુખમાં તું સમજે છે નાં?

કુલચંદ

હા બાપા, ભુખ તો મને બહુ લાગે છે. હજી જમવાને વાર છે. થોડાંક બોર ખાઈ લઉં?

[ગજવામાંથી બોર કાઢે છે.]

દેવચંદ

જોજે; હવે માણેકચંદ શેઠ આવ્યા દેખાડું. (જાય છે)

કુલચંદ

(એકલો એકલો માથું ધુણાવતો ગોખ્યે જાય છે)

સત સૂરજ તેજ ઘણું પ્રગટે,
છળ દુષ્ટ મતિ ભય પામી હટે.



(પછી અર્થ કરે છે) સત રૂપી સુરજનું તેજ, તેજ રૂપી સુરજનું સત—તેજ રૂપી સુરજનું સત, તેજ રૂપી સુરજનું સત— પ્રગટે છે, પ્રગટે છે, પ્રગટે છે; અને છળ ને મતિ, છળ ને મતિ, ભય પામીને દુષ્ટ થાય છે, દુષ્ટ થાય છે.

હા........શ; અર્થ તો આવડી ગયા. ચાલો; હવે શું કરીશું? નરોત્તમ કવિતા કરે છે તે લાવ હું પણ કાંઈક જોડું.

[કાગળ પેન્સીલ લઈ કવિતા કરે છે; પછી ગાય છે.]

માણેકચંદને કહેવું રે બાપા ઘેરે નથી
ઘેરે નથી, ભાઈ! ઘેરે નથી.—માણેક૦
સત બોલવું ને સત આચરવું;
સતને સંગે રે'વું કે બાપા ઘેરે નથી.—માણેક૦

[એટલામાં માણેકચંદ શેઠ આવે છે.]



માણેકચંદ

છોકરા! તારા બાપા ઘેર છે કે? હમણાં મેં આવતા જોયા છે ને?

ફુલચંદ

મારા બાપા ઘેર નથી. મારી મા પણ ઘેર નથી.

માણેકચંદ:

એમ? ત્યારે હમણાં કોણ આવ્યું? તારો કાકો?

ફુલચંદ

ના, એ તો મારા મામા હતા. મારા કાકા તો વડોદરા છે. મારા બાપા પણ ત્યાં ગયા છે.

માણેકચંદ

ક્યારે આવશે?

ફુલચંદ

(મનમાં ધુનથી)

સત બોલવું ને સત આચરવું,
સતને સંગે રહેવું કે બાપા ઘેરે નથી.

માણેકચંદ

(ઉતાવળે) પાછા ક્યારે આવશે?

ફુલચંદ

આઠ દિવસ પછી.

[માણેકચંદ જાય છે.]

દેવચંદ

(પડદા પાછળથી) ફુલચંદ બેટા—ફુલિયા? લપ ગઇ કે છે?

ફુલચંદ

ગઈ બાપા, ગઈ. પણ મને હવે ભૂખ લાગી છે.

દેવચંદ

રેઢિયાળ! પણ મને મામો ઠરાવ્યો!

ફુલચંદ

ક્રીધે શું થાય બાપા? તમે તો મારા બાપા જ છો -નાં? પણ હવે તો ભૂખ બહુ જ લાગી છે.

દેવચંદ

ચાલો ત્યારે જમવા.

ફુલચંદ

એ........આવ્યો. (જાય છે)

૪

[નિશાળનો ઓરડો: ઘોડી, પાટિયું, ચાક, નકશો, પૃથ્વીનો ગોળો વગેરે સાહિત્ય. માસ્તર ને છોકરા બેઠા છે.]

એક છોકરો

સાહેબ! નરોત્તમે કવિતા કરી છે.

માસ્તર

ચાલો, બેસી જાઓ. કોણ કવિતા કરે છે?

નરોત્તમ

(ધીમેથી ઉભો થઈને) સાહેબ! હું.

એક છોકરો

સાહેબ! એના મામા કવિ છે.

બીજો છોકરો

સાહેબ! ત્રીસ પેઢીએ એના વડવા કવિ હતા.

માસ્તર

હેં નરોત્તમ?

નરોત્તમ

હા સાહેબ; પૂછો ફુલચંદને.

માસ્તર

કુલચંદ !

કુલચંદ

જી સા'બ, હા. તમે કહ્યું કે સત્ય બોલવું, એટલે સાચું બોલું છું. ત્રીસ પેઢી થયાં નરોત્તમના બાપદાદા ને તેના દાદા બધા કવિ છે.

માસ્તર

પણ ત્યારે તું ક્યાં જીવતો'તો ?

કુલચંદ

પણ સાહેબ! એ તો તમે ય—?

માસ્તર

(આંખ કાઢી) ઠીક; નરોત્તમ, તું કવિ છો ?

નરોત્તમ

(ગર્વથી) જી હા. હું હસ્તલિખિત માસિક પણ કાઢું છું. એનું નામ 'પુષ્પધન્વા.'

માસ્તર

એમ ? ત્યારે હવે તું કવિતા જ કરીશ ?

નરોત્તમ

જી હા. કવિલોક બીજું શું કરે ? અમે તો કવિ કહેવાઇએ. અમને બધી ખબર હોય. હું લેખ લખું છું; કવિત કરૂં છું.

માસ્તર

ભાઈ! હમણાં તુ એકચિત્તથી અભ્યાસ કરે તો પછી તને ફાયદો થાય.

નરોત્તમ

(સગર્વ) હું બીજું બધું ગોખીને શું કરૂં?

ફુલચંદ

સાહેબ! એ તો કહે છે કે ખરા કવિ કવિતા કરતાં કરતાં ગાંડા થઇ જાય.

માસ્તર

ત્યારે તો તું ગાંડો થઇ જતો હોઇશ.

નરોત્તમ

થતો નથી; પણ ધીમેધીમે થઇશ. કાલે હું કવિતા કરતાં, કેટલા વાગ્યા છે તે ઘડિયાળમાં જોતાં ભુલી ગયો હતો.

માસ્તર

ત્યારે અમે તને 'કવિ' કહેતા જઈએ.

નરોત્તમ

(શરમાતો હોય તેમ હસતો) સાહેબ! હું ક્યાં કવિરાજ છું. પ્રેમાનંદને કોઈ કવિ કહેતું તો માઠું લાગતું. મને પણ માઠું લાગે. પછી તમારી મરજી સા'બ!

માસ્તર

ભાઇ નરોત્તમ! જો, વિમાન કેમ બને છે?

નરોત્તમ

(વચ્ચેથી જ) સાહેબ! વિમાન નહિ પણ 'આકાશની પરી' એમ કહેવું જોઇએ.

માસ્તર

હા; પણ ભાઈ, એ પરીઓની રચના, વિજળીની વાતો, વનસ્પતિની વાતો, ખગોળભૂગોળની નવાઇ, આ બધું જાણવા માટે તું મહેનત કરતો? ભાઈ, હજી તને કવિ થવાને વાર છે

નરોત્તમ

(અભિમાનપૂર્વક) સાહેબ, મારા બાપાએ કહ્યું છે કે હું કવિ થઇશ.

માસ્તર

ત્યારે તારી મરજી, ભાઇ! પણ હજી થોડી રાહ જોઈ હોત?

નરોત્તમ

સાહેબ! રાહદારી વિષે કલાપીની એક કવિતા છે

માસ્તર

(હસતાં) એમ?

નરોત્તમ

સાહેબ, 'એમ'ની સાથે 'કેમ' કરીએ તો પ્રાસ મેળવ્યો કહેવાય.

માસ્તર

વાહ!

નરોત્તમ

સાહેબ! વાહ પછી 'આહ' આવે તો પ્રાસ મળે!

માસ્તર

ધન્ય.

નરોત્તમ

ધન્ય સાથે એક જ શબ્દ મળશેઃ 'અનન્ય.'

માસ્તર

હવે બેસી જા, ભાઇ, બેસી જા. તું હજી અભ્યાસ વધારજે, હો.

નરોત્તમ

(બેસતાં બેસતાં) સાહેબ! મેં અભ્યાસના કંટાળા વિષે કવિતા લખી છે.

માસ્તર

ચાલો, બસ કરો, બસ કરો, કુલચંદ, તું સત્ય વિષે

કવિતા કરી લાવ્યો છે ?

કુલચંદ

જી હા.

માસ્તર

બોલ ત્યારે.

[કુલચંદ બોલવા માંડે છે.]

કુલચંદ

(બોલતાં બોલતાં વચ્ચે અટકીને) સાહેબ ! આ કવિતા અમારે હમેશાં ગોખવાની ?

માસ્તર

હા, કેમ છે ? ગોખવું નહિ ગમતું હોય !

કુલચંદ

સાહેબ, આ કવિતા ગોખવામાં તો બહુ મજા પડે છે. એકદમ યાદ રહી જાય છે.

માસ્તર

યાદ તો રહી જાય છે; પણ તે પ્રમાણે સાચું બોલો છો ખરા ?

કુલચંદ

જી હા ! આપણા રસ્તામાં કોઈ માણસ ચાલ્યું જતું હોય, ને પાછળ ગાય દોડતી આવે તો તરત જ હું બુમ પાડીને પેલા માણસને ખબર આપી દઉં છું. સાહેબ, હું પરોપકાર ને સત્ય બેમાં જ માનું છું.

માસ્તર

તું સારો છોકરો છે.

કુલચંદ

સાહેબ ! હું પણ કવિતા કરૂં છું, મેં સત્ય પર કવિતા કરી છે.

માસ્તર

અરે ભાઈ ! તમે બધા બેસી જાઓ. આટલા ! કવિ લેખકોને નાખશું ક્યાં ?